# ભાઈ અને વેરી

[ ગજેન્દ્રમોક્ષનું આખ્યાન ]

ચિમનલાલ મા. ભટ્ટ




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# ભાઈ અને વેરી

[ ગજેન્દ્રમોક્ષનું આખ્યાન ]

ચિમનલાલ પ્રા. ભટ્ટ




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# અર્પણ

પુણ્યશ્લોક સદ્દગત પરમ પૂજ્ય બાપુજીના
ચરણારવિંદમાં

જેમણે જીવનના અને જગતના વ્યવહારમાં
ડગલે ને પગલે ઊઠતા ભાતભાતના
અસંખ્ય ગજગ્રાહોને નિવારવા અર્થે
સત્યાગ્રહરૂપી મંગલકારી અને અમોઘ
ઉપાયની માનવજાતિને ભેટ ધરી.

# કથાની કથા

આ મારું નાનું સરખું કાવ્ય ગુજરાતની જનતાના હાથમાં મૂકતાં મને આનંદ થાય છે. આ કથા રચવાનું મને મુ. કાકાસાહેબના गजेन्द्रमोक्ष એ લેખ ઉપરથી સૂઝયું અને એ માટે યોજેલું મહારાષ્ટ્રી ઓવીને મળતું વૃત્ત શ્રી જુગતરામભાઈએ રચેલું कौशिकाख्यान વાંચતાં હાથ આવ્યું.

'ભાઈ અને વેરી'નું આખ્યાન પ્રસિદ્ધ કરતી વેળાએ કાવ્યની પોતાની કંઈક વીતકકથાનો ઉલ્લેખ કરવો અસ્થાને નહીં ગણાય એમ માનું છું. ૧૯૪૨ના મે માસમાં હું સેવાગ્રામની યાત્રાએ ગયો હતો. પૂ. બાપુજીના પવિત્ર સાંનિધ્યમાં બે દિવસ ગાળવાનો લોભ તો મનમાં હતો જ. તે સાથે બીજો એક લોભ એ પણ હતો કે આ કાવ્ય મુ. કાકાસાહેબને ગાઈ સંભળાવવું અને તેમની સૂચનાઓ તથા પ્રસ્તાવના મેળવવી.

સેવાગ્રામમાં મુ. કાકાસાહેબ ઉપરાંત પૂ. કસ્તૂરબાને પણ આ 'વૈર-શમન' આખ્યાન સંભળાવવાની ધન્ય તક મને મળી હતી. અને મારા સદ્‌ભાગ્યે

પુણ્યશ્લોક બાપુજીએ પણ ૧૯૪૪માં જુહુના સાગર-કિનારે (આગાખાનના મહેલમાંથી બહાર આવ્યા પછી આરામ કરતાં કરતાં) આ આખ્યાન સાંભળવાની કૃપા કરી હતી એ પવિત્ર સંભારણું તો આજે પણ મને પ્રેરણા આપી રહે છે!

આખ્યાનનું 'ભાઈ અને વેરી' એ સાર્થ નામાભિધાન પણ સેવાગ્રામ આશ્રમને રસોડે જમતાં જમતાં મુ. કાકાસાહેબે જ આપેલી પ્રસાદી છે. બીજે દિવસે તેઓએ એક સુંદર અને ઉત્સાહવર્ધક પ્રસ્તાવના પણ લખી દીધી. આમ મારી સેવાગ્રામયાત્રા પૂરી સફળ થઈ એટલે હું તો રાજી રાજી થઈ ગયો.

પણ હું સેવાગ્રામથી ઉત્સાહ ભરીને મુંબઈ જવા નીકળ્યો ત્યાં વર્ધામાં અણધારી રીતે મારી પેટી કોઈક ઉપાડી ગયું અને તેની સાથે આ આખ્યાનની નોટ અને પ્રસ્તાવના બન્ને ગયાં!

આ બનાવથી સ્વાભાવિક રીતે મારા મનને ઉદ્વેગ તો થયો જ. પણ મારી પેટી સાથે આખ્યાનની અને પ્રસ્તાવનાની ચોરીની વાત સાંભળીને મુ. કાકાસાહેબે મને આશ્વાસનના જે શબ્દો લખ્યા તેથી મારો ઉદ્વેગ લગભગ દૂર થઈ ગયો. એમણે લખ્યું: '. . . સાહિત્યના ઇતિહાસમાં ૨૦–૨૦ વરસની મહેનતે લખેલી ચોપડીઓ બળી ગઈ હોય કે

ચોરાઈ ગઈ હોય એવા દાખલા છે. . . . गजेन्द्रमोक्ष ફરી લખશો ત્યારે પહેલાં કરતાંયે વધારે સારું કાવ્ય ગુજરાતને મળશે એવો મને વિશ્વાસ છે.'

મેં વેડછી આવતાંની સાથે ફરીથી કાવ્ય લખવાની પ્રેમની વેઠ આદરી અને પૂરી કરી. અને અત્યારે વિચારું છું ત્યારે એમ લાગ્યા વિના નથી રહેતું કે જે થયું તે ભલું થયું. કારણ કે ત્યાર પછી મુ. કાકાસાહેબે મમત્વપૂર્વક કાવ્યનું સૂક્ષ્મ પરીક્ષણ કરી અનેક કીમતી સૂચનાઓ કરી. મેં એમની સૂચનાઓનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો અને પરિણામે મારી દૃષ્ટિએ તો આ કાવ્યનો નવો અવતાર જ થયો. અને પછી મુ. કાકાસાહેબે બીજી સુંદરતર પ્રસ્તાવના આપીને તો મને કેટલો ઉત્સાહિત અને આનંદિત કરી મૂક્યો તે હું જ જાણું છું! અને હમણાં જ ગયા મે માસમાં તેઓ વેડછી આવ્યા ત્યારે ફરી એક વાર આ આખ્યાનને નજર તળે કરી ગયા અને એમાં મૂકવા માટે ચાર ચિત્રોના પ્રસંગો પણ સૂચવતા ગયા.

આ બધી વાતો સ્મરણપટ ઉપર આવે છે ત્યારે આ 'વૈર-શમન' આખ્યાનને વિષે આદિથી અંત લગી મુ. કાકાસાહેબનું મારા પ્રત્યેનું મમત્વ જ પ્રત્યક્ષ થતું જોઉં છું. એમનો આભાર હું કયા શબ્દોમાં માની શકવાનો હતો?

અને મારા મિત્ર શ્રી. જગજીવન શાહે પોતાની સમર્થ પીંછીથી આ આખ્યાનના જુદા જુદા પ્રસંગો માટે ચાર સુંદર ચિત્રો તૈયાર કરીને તેને સાચે જ શણગાર્યું છે! એમનો ઉપકાર માનું તો તેથી એમને જ સંકોચ થાય એવો અમારો સંબંધ હોવાથી હું અહીં એમને પ્રેમપૂર્વક યાદ કરું છું અને ઇચ્છું છું કે ગુજરાતને એઓ પોતાની કળાનો સ્વાદ હવે વધુ પ્રમાણમાં ચખાડતા રહે.

ગજેન્દ્રમોક્ષના આ પૌરાણિક આખ્યાનનું મહત્ત્વ તો મુ. કાકાસાહેબે 'સ્મરણમહિમા'માં સમજાવ્યું છે જ. એ આખ્યાન આ નવા સ્વરૂપમાં લોકોના હૃદયને સ્પર્શ કરશે તો હું મારા નમ્ર પ્રયત્નને સફળ ગણીશ.

સ્વરાજ આશ્રમ,
વેડછી

**ચિમનલાલ પ્રા. ભટ્ટ**

# स्मरण-महिमा

આપણાં પુરાણો એટલે ધર્મબોધ આપનારી લોકકથાઓનો મહાસાગર. આ કથાઓએ પ્રાચીન ભારતની લોક-કેળવણીમાં જે ભાગ ભજવ્યો છે તે દુનિયામાં અજોડ છે. આવી કથાઓમાં પણ અમુક કથાઓ લોક-માનસને વિશેષપણે રુચે છે. તેથી તે વારંવાર ગવાય છે અને સંભળાય છે. એવી લોક-હૃદયે પસંદ કરેલી કથાઓમાં પણ ગજેન્દ્રમોક્ષની કથાનું સ્થાન અનેરું છે. અહંકાર, મત્સર અને ક્રોધ માણસને પાડે છે એટલું જ નહીં પણ એને પશુ બનાવી દે છે અને તે સ્થિતિમાં પણ લજ્જાથી પોતાનો રસ્તો સુધારવાને બદલે પ્રાણી એમાંય રાચે છે અને પતનમાંથી પણ નીચે પડવાનો પ્રયત્ન કરે છે; (ततो याति अधमां गतिम्) એમ બતાવી માણસની પાપશક્તિ કેટલી અનહદ છે એ લોકમાનસ ઉપર ઠસાવવાનો પ્રયત્ન કરતી અને પછી આવી અધમાધમ દશામાંથી પણ ઉગારનાર એક પાપપુંજહારી બેઠો છે, માણસની પાપ કરવાની શક્તિ કરતાં પણ એની ઉદ્ધાર કરવાની શક્તિ ચડે જ છે, અને તેથી અંતે

નબળા અને દુષ્ટ, ગાફેલ અને ઘાતકી બધાનો જ ઉદ્ધાર થવાનો છે, એવું અમર આશ્વાસન આપતી આ કથા જનહૃદયને ચિંતામણિ જેવી લાગે તો તેમાં નવાઈ શી? સર્વોચ્ચ તત્ત્વજ્ઞાનના આધારે અને યોગવિદ્યાની મદદથી જીવનનું રહસ્ય ઉકેલનાર ભગવદ્‌ગીતા સાથે ધર્મપરાયણ લોકોએ વિષ્ણુસહસ્ત્ર-નામ, ભીષ્મસ્તવરાજ, ગજેન્દ્રમોક્ષ જેવી અનેક નાની-મોટી કૃતિઓ મૂકી દીધી છે. ગજેન્દ્રમોક્ષની કથા આમ ભગવદ્‌ગીતાની સાથે સાથે આવવાથી વધારે અર્થગંભીર બની છે. અને બ્રહ્મવિદ્યા અને યોગશાસ્ત્ર જેવાં શ્રેષ્ઠ સાધનો જેમને માટે નથી તેવાઓનું શું? એ સવાલનો જવાબ આપવા એ સમર્થ થઈ છે. જ્ઞાન, બુદ્ધિ, કલાકૌશલ્ય કશું ન હોય, અને એક ઈશ્વરની ભક્તિ હોય, અથવા ભક્તિયે ન હોય અને ફક્ત અણીને પ્રસંગે એનું સ્મરણ થવા જેટલો સાત્ત્વિક અંશ બચ્યો હોય, તો તેટલાથી પણ સંતુષ્ટ થઈને તે કરુણાઘન, દીનદયાળ તે બીજનું સિંચન કરે છે, અને એમાંથી જીવનો ઉદ્ધાર કરે છે.

વિશ્વાસીઓના બાઈબલમાં અનેક બોધકથાઓ છે. પણ તેમાંયે એ લોકોને પિતાનું અપમાન કરનાર, કુટુંબદ્રોહી ‘ઉડાઉ દીકરા’ની વાતો વધારે ગમે છે. માણસ ભગવાન પાસે જાય છે તે કોઈ મૂડી લઈને જતો નથી, પણ તમામ મૂડી વેડફી

નાખ્યા પછી હતાશ દેવાદારની સ્થિતિમાં જાય છે. મૂડી તો લક્ષ્મીપતિ પાસે જ હોય. માણસનું સાચું ધન એનાં પશ્ચાત્તાપનાં આંસુ, અને એમાંથી નીતરતી નિખાલસતા જ છે. એ લઈને જ્યાં સુધી ભગવાનનું શરણ આપણે લીધું નથી, ત્યાં સુધી સર્વસમર્થ ભગવાન પણ કશું જ ન કરી શકે. દ્રૌપદીએ પોતાની સાડીની નીવી પરનો હાથ જ્યારે છોડી દીધો અને શ્રીકૃષ્ણ ઉપરના પોતાના વિશ્વાસની પરાકાષ્ઠા કરી ત્યારે જ ભગવાન દોડ્યા અને પછી તો એને બીજું કશું કરવું ન પડ્યું.

અને છ વરસનું બાળક ધ્રુવ કઈ સાધના સાધવા ગયું હતું? બાળક પ્રહ્‌લાદ તિતિક્ષાના પાઠ કેની પાસેથી લીધા હતા કે એ પિતાની પજવણી સામે અડગ, અણનમ મહાવીર નીવડી શક્યો? ઈશ્વરનું સ્મરણ — ફક્ત ઈશ્વરનું સાચું સ્મરણ ગમે તે સ્થિતિને તરી જવા માટે સર્વસમર્થ છે.

હારેલી દુનિયાને ગજેન્દ્રમોક્ષની કથામાં આ તારક સાધના મળી તેથી જ પુરાણકાળથી તે આટલી લોકપ્રિય થઈ પડી છે.

જે કથા લોકહૃદય ઉપર સાર્વભૌમત્વ ભોગવે છે તેની અનેક આવૃત્તિઓ કેવી રીતે થાય છે તે જાણવા માટે રામાયણની કથા બધી રીતે ઉપયોગી છે. દરેક

કવિનું રામાયણ અનેક રીતે જુદું ! ગજેન્દ્રમોક્ષનું પણ આમ જ થયું છે.

આ લખું છું ત્યાં મહારાષ્ટ્ર કવિ મહીપતિએ મરાઠીમાં ગાયેલું ગજેન્દ્રમોક્ષાખ્યાન હાથમાં છે. તેમાં આપણા કથાનાયક ગજ અને ગ્રાહ બે ગાંધર્વોના નહીં પણ પ્રત્યક્ષ ભગવાનના દ્વારપાળ જય અને વિજયના પતિત અવતાર છે એમ પદ્મપુરાણને આધારે કહ્યું છે. જય અને વિજય બન્ને મહા ભગવદ્-ભક્ત, ભાગવતધર્મના આચાર્ય. બન્ને સમ્રાટ મરુતના યજ્ઞમાં ગયા. એક નિમાયો યજ્ઞ ઉપર દેખરેખ કરનાર 'બ્રહ્મા', અને બીજો નિમાયો યાજક 'અધ્વર્યુ'. સમ્રાટે બન્નેને એમની મહેનત પ્રમાણે ઓછીવત્તી દક્ષિણા આપી અને એમાંથી કલિ જાગ્યો. જેને દક્ષિણા ઓછી મળી તે કહે, "આપણે બન્નેની દક્ષિણા ભેગી કરી સરખે ભાગે વહેંચી લઈએ." બીજો કહે, "એ કેમ ચાલે! દક્ષિણા તો મહેનતાણું છે. મહેનતને હિસાબે જ મળે. અથવા કહો કે નસીબ પ્રમાણે મળે. તેમાં વળી વહેંચણી શાની?" વાદાવાદ ચાલ્યો. સામસામા શાપ અપાયા અને બન્ને જણા દેવ મટી પશુ થયા. તે જ આપણા ગજ અને ગ્રાહ. સમાજવાદના આ દિવસોમાં ગજેન્દ્રમોક્ષ માટેની આ જાતકકથા વધારે ઉપયોગી ગણાય.

આપણે પણ ધારીએ તો આવી અનેક જાતક-કથાઓ ઉપજાવીને એમાંથી ગજગ્રાહ માટે જોઈતું વાતાવરણ પૂરું પાડી શકીશું. અંતે વાત એક જ છે. "જ્યાં સુધી વિશ્વસંવાદી સંગીત ગળામાં જ રહે અને જીવનમાં ઊતરે નહીં ત્યાં સુધી ગંધર્વો પણ પોતાની કે દેવસભાની સાચી સેવા કરી ન શકે." આ બોધ ભાઈ ચિમનલાલ ભટ્ટની આ જૂની છતાં નવી કાવ્યકથામાં સંપૂર્ણપણે પ્રગટ થયો છે. ચિમનભાઈએ જૂના હીરાને નવા પાસા તો પાડ્યા જ છે, પણ શ્રેષ્ઠ અભિરુચિને પોષે અને બોધને વધારે વિશદ કરે એવું ઘણું આમાં ઉમેર્યું છે. આમ એમના હાથમાં એ લોકકથા વ્યુત્પન્ન અને પ્રૌઢ બની છે.

ભગવાન જેમ યુગે યુગે નવા નવા અવતાર ધારણ કરે છે, તેમ ભગવદ્‌કથાઓ પણ નવા નવા અવતાર લઈ શકે છે. આવી એ પરંપરા હજી અતૂટ અને અખૂટ છે એમ ચિમનલાલભાઈએ સિદ્ધ કર્યું છે.

શ્રી જુગતરામભાઈ અને ચિમનલાલભાઈ બન્ને સંસ્કારધન લોકસેવક છે. એમણે કેળવણી લીધી, પણ એમની એ કેળવણીએ એમને જનસમુદાયથી અળગા પાડ્યા નથી. તેથી જ તેઓ માણભટ્ટ પ્રેમાનંદની પેઠે લોકભાષામાં લોકોને કંઠે ચઢે એવાં કાવ્યો લખી શક્યા છે. તેમાં મને એક વસ્તુની નોંધ લેતાં વિશેષ

સંતોષ થાય છે કે कौशिकाख्यानમાં તેમ જ આ વૈર-શમન–આખ્યાનમાં આ મારા બન્ને મિત્રોએ મહારાષ્ટ્રી વૃત્તાને અપનાવ્યાં છે.

'ટગ ઑફ વૉર' માટે રસ્સીખેંચ જેવો અરસિક શબ્દ રદ કરી જ્યારે ગજગ્રાહ એ નવો શબ્દ મેં ગુજરાતીમાં ચલાવ્યો, ત્યારે મને સ્વપ્નેય ખ્યાલ ન હતો કે દુનિયાભરના ગજગ્રાહોનું રહસ્ય સમજાવતી આ સુંદર કથાનું આ ગુજરાતી રૂપ મને વાંચવાને મળશે. ખરેખર, ચિમનભાઈએ ગુજરાતી ભાષાને આ એક સરસ ઘરેણું પહેરાવ્યું છે, અને મારો વિશ્વાસ છે કે ગુજરાતી બોલનારાઓ આને કેવળ કાગળ ઉપર રહેવા ન દેતાં, અથવા કેવળ અભ્યાસ માટે હાથમાં ન લેતાં, હજારો અને લાખો કંઠમાં ધારણ કરશે.

માલાડ, વટ પૂર્ણિમા, ૧૯૪૨ — काका कालेलकर

નમો નારાયણ!
કૃષ્ણ દ્વૈપાયન!
ગજગ્રાહ શૂન્ય,
કરો મતિ મારી!

ઇન્દ્રને દરબાર,
હતા એક વાર,
સ્વર્ગીય ગાનાર,
સગા બન્ને ભાઈ.

એક હાહા નામ,
અન્ય હૂહૂ નામ,
ગવૈયાનું કામ,
કરે રૂડી રીતે.

બેઉનાં હૃદય,
રસે ઊભરાય,
જીવન સદાય,
સંગીતમય.

ટકે શું સદૈવ?
સુખ આવું ક્યાંય?
રૂઠી ગયું દૈવ,
    તુટ્યો મનમેળ.

બન્ને દિલ માંહ્ય,
મત્સર છવાય,
મતિ ફરી જાય,
    બોલે કાળ બોલ!

"શ્રેષ્ઠ મારું ગાન,
શ્રેષ્ઠ મારું જ્ઞાન,"
ચઢ્યું છે ગુમાન,
    બેઉના હૃદયે.

"શ્રેષ્ઠ તે તો હું જ,
હાહા વદે 'હું જ,'
હૂહૂ ગર્જે 'હું જ,'
    અગ્રસ્થાન મારું!"

"નહીં કદી નહીં,
બળો એ સગાઈ,"
ગર્જે ભાઈ ભાઈ,
    વેર ઝેર ભર્યાં!

ભૂલ્યા ભાઈ ભાઈ,
જન્મની સગાઈ,
ઓકે અદેખાઈ,
　　માઝા લજ્જા મૂકી!

વારે ઇન્દ્રરાય,
"ધીરા પડો ભાઈ,
જાતની વડાઈ,
　　હીણી એ છે વાત.

"શ્રેષ્ઠ નહીં કોઈ
કનિષ્ટ ન કોઈ,
અંતરમાં જોઈ,
　　ટાળો ભેદભાવ.

"ઈશ્વરને મન,
જગતના જન,
સકલ સમાન,
　　સંતોના એ બોલ!

"માટે રહો એમ,
તાણોવાણો જેમ,
હૈયે ધરી પ્રેમ,
　　શ્રેયનો સુપંથ!"

ડોકું ધૂણે બેય,
"નહીં ઇન્દ્રરાય,
અમારું તો ધ્યેય,
અગ્રપૂજા કીર્તિ !

"એક જ આ ધ્યેય,
એક જ આ શ્રેય,
એક જ આ પ્રેય,
અટળ હે સ્વામી !

મિથ્યા અભિમાન,
ભુલાવે તમામ,
જ્ઞાન અને ભાન ;
ઉગ્ર હળાહળ.

હિત ધરી મન,
ઇંદ્ર ભલામણ,
કરી : "બેઉ જણ,
જાઓ મુનિ કને.

"દેવલ મહાન,
મુનિ જ્ઞાનવાન,
તમારું અજ્ઞાન,
ટાળશે જરૂર."

દેવલની પાસ,
ગયા બન્ને ભ્રાત,
અંતરમાં આશ,
　　'જીતીશ તો હું જ !'

મુનિ તેજોમય,
જેનું પ્રભુમય,
વિશાળ હૃદય,
　　પ્રેમે ભરપૂર.

ભૂત વર્તમાન,
ભવિષ્યનું જ્ઞાન,
છતાં અભિમાન,
　　શોધ્યું જડે નહીં.

તપ તેનું ધન,
નિર્વિષય મન,
સકલ જીવન,
　　સર્વ હિતકારી.

ઋષિનું હૃદય,
ભવ્ય હિમાલય,
દર્શને ઉદય,
　　પામે પુણ્યભાવ.

તપ થકી શુદ્ધ,
જ્ઞાને કરી બુદ્ધ,
નિર્વિકાર મુક્ત,
સ્થિતપ્રજ્ઞ યોગી.

પૂર્ણ જ્ઞાનવાન,
કરુણા—નિધાન,
મઉન વ્યાખ્યાન,
બોધે મુનિરાય.

બઉને તે જોય,
બોલે નહીં તોય,
શાન્ત ઋષિરાય,
મુનિજન સાચા.

મત્સરે ભરેલા,
ઈર્ષાએ બળેલા,
ભાનને ભૂલેલા,
બકે દુરિજન :

“જોગટો ગમાર,
બુદ્ધિ ના લગાર,
આવા તો હજાર,
મુઠ્ઠીમાં સમાયા !”

કેવા ભૂંડા બોલ !
હવલે તત્કાળ,
કરી લીધો તોલ,
વળતાં વદે છે :

" અરે જ્ઞાનહીન,
મૂઢ મતિહીન,
વિવેક-વિહીન,
ભાગ્યના અધૂરા !

" વિધાતાના લેખ,
જેનો ગુહ્ય ભેદ,
જાણ્યો નહીં છેક,
ભાન ભૂલ્યા ભાઈ.

" અસૂયાનું ભૂત,
અમંગળ દૂત,
ભુલાવે સ્વહિત,
માયાજાળ રચી.

" કર્મનો નિયમ,
નિત્ય સાર્વભૌમ,
જીવન સંપૂર્ણ,
વ્યાપી રહ્યો એ તો.

"દેખું દીવા જેવું,
ભવિષ્ય ઉકેલું,
તમારું છે તેવું,
શ્રવણે ધરો એ.

"પિતા એના એક,
માતા એની એક,
પ્રભુ એનો એક,
તોયે બાંધ્યું વેર ?

"દેશ એનો એક,
વેશ એનો એક,
પંચ તત્ત્વે એક,
તોયે વાધ્યું ઝેર ?

"કર્મ કરો જેવું,
ફળ પામો તેવું,
અન્ન ખાઓ જેવું,
તેવો ઓડકાર.

"સ્વર્ગનું જીવન,
સુખદ પરમ,
થયું હા ખતમ,
તમારું આ પળે.

“ બીજો અવતાર,
બન્નેનો આ વાર,
પશુનો થનાર,
    નહીં મીનમેખ.
“ જન્મ એક લેશે,
ગજને સ્વરૂપે,
અરણ્ય પ્રદેશે,
    ત્રિકૂટની પાસ.
“ જન્મ બીજો લેશે,
ગ્રાહને સ્વરૂપે,
અરણ્ય સમીપે,
    સરોવર માંહ્ય.
“ ભાઈની સગાઈ,
પ્રેમ મધુરાઈ,
ભૂલી બન્ને ભાઈ,
    શત્રુ બની રહેશો.
“ પશુરૂપ થઈ,
સ્મૃતિ સર્વ ખોઈ,
માંડશો લડાઈ,
    હૈયાં બાળનારી.”

*   *   *

આવું ઘોર ભાવિ,
કોણ લે વધાવી ?
મદમસ્ત ભાઈ,
    મુખ ફાડી રહ્યા !

અચાનક ઘોર,
વજ્રનો પ્રહાર,
ઢીલાં પડે ગાત્ર,
    મુખ વીલું બને.

ગર્વ ગળી જાય,
પશ્ચાત્તાપ થાય,
ચક્ષુ ખૂલી જાય,
    ઘડી એક માટે.

" ભગવન્ત નમો,
મહામુનિ નમો,
દીનહીન અમો,
    દયા કરો દેવ !

" ઓળખ્યા ન આપ,
મહા અપરાધ,
મિથ્યા રે પ્રલાપ,
    કર્યો આપ વિષે !

૨૬૯૯૦

"ક્ષમાધન આપ,
ક્ષમા કરો બાપ,
શમાવો સંતાપ,
ભાવિના અમારા !"

* * *

"ટાળ્યું નહીં ટળે,
કર્મફળ ખરે,
કરે તેવું ભરે,
ઈશ્વરી નિયમ.

"દયા અને માયા,
મિથ્યા એ ઓછાયા,
પ્રભુના ઘડાયા,
નિયમો ન ફરે."

"તો શું દયાહીન,
આશાથી વિહીન,
કર્મનું બંધન,
પતિતો પરત્વે ?

"ના એ એવો નો'ય,
દયાથી સોહાય,
આશામૃત માંહ્ય,
પ્રાણીમાત્ર માટે.

"વસ્તુને છે જેમ,
છાયા રહી તેમ,
કર્મનેય એમ,
  ફળ છે અચૂક.

"ચંદનમાં જેમ,
સુગંધી છે તેમ,
માંગલ્ય છે એમ,
  કર્મના નિયમે.

"દંડ નહીં એમાં,
વેર નહીં એમાં,
એક માત્ર એમાં,
  કર્મ પરિણુતિ.

"રોગી માટે જેમ,
લંઘન છે તેમ,
કર્મનો આ એમ,
  વિધિ સુમંગલ.

"આવતે જનમે,
રહેશે કો એકને,
ઊંડે ઊંડે મને,
  પશ્ચાત્તાપ ઊંડો.

"વળી ધર્મ કેરી,
સુમંગલ-કારી,
ઝીણી ચિનગારી,
 રહેશે પ્રજ્વલિત.

"આપત્તિની ક્ષણે,
અનાસક્ત મને,
થશે ધન્ય તેને,
 પ્રભુનું સ્મરણ.

"અને ભાઈ અન્ય,
ક્ષીણ જેનું પુણ્ય,
અરેરે અધન્ય,
 જીવન વહે એ !

"મત્સરની આગ,
ભભૂકે અથાગ,
દિલે દિનરાત,
 અધોગતિ કરે.

"ભ્રષ્ટ એક વાર,
થાય જે લગાર,
તેનો હા થનાર,
 વિનિપાત ઘોર.

"તોયે એક વાર,
એનોયે થનાર,
જીવન-ઉદ્ધાર,
શ્રીહરિકૃપાએ."

વદે મુનિજન:
"મંગલ-કરુણ,
પ્રભુનું વચન,
મહા પ્રાણદાયી.

"મહા દુરાચારી,
કોઈ જીવધારી,
ભજે જો મુરારિ,
પામે પ્રભુકૃપા.

"અન્ય ભાઈ ભણી,
શત્રુવટ ઘણી,
આંખ કેરી કણી,
જેવો એને જાણે.

"ભાઈનો વિરોધ,
કરે એ અબોધ,
વેર તણો ઓઘ,
વાધે અવિરત.

“ભાઈને હૃદય,
વિરોધ–અભાવ,
પુણ્ય પ્રેમભાવ,
ચિત્તશુદ્ધિ કરે.

“સૂર્યનો ઉદય,
સુમંગલમય,
તિમિર વિલય,
કરે છે સહજે.

“પ્રેમનો ઉદય,
સત્યસુખમય,
દ્વેષનો વિલય,
કરે છે સહજે.

“ભાઈની અપાર,
શ્રદ્ધાનો સંચાર,
હૃદયે થનાર,
અન્ય ભાઈ કેરે.

“પોતા માંહ્ય શ્રદ્ધા,
પર માંહ્ય શ્રદ્ધા,
પ્રભુમાં વિશુદ્ધા,
શ્રદ્ધા ઊગી રહેશે.

“ શ્રદ્ધારૂપી રથ,
સારથિ સમર્થ,
આવો જે સુભદ્ર,
તેનો જયકાર !”

ભાવિનો અદૃષ્ટ,
આવો અંતર્પટ,
ખોલી ઝટપટ,
મુનિ ધરે મૌન.

* * *

પ્રારબ્ધ સંજોગે,
પડ્યા મૃત્યુલોકે,
મત્સરના ભોગે,
હાહા અને હૂહૂ.

ઇન્દ્રના ગાનાર,
પામ્યા અવતાર,
સૃષ્ટિની મોઝાર,
પશુયોનિ માંહે.

એક થયો ગજ,
અન્ય ભયો ગ્રાહ,
ઘોર ગજ-ગ્રાહ,
ખેલવા અપૂર્વ !

•
ગજેરાજ રાજે,
અરણ્ય મોઝારે,
ત્રિકૂટ વિસ્તારે,
ડોલે મદમસ્ત.

ક્ષીર સિન્ધુ જલ,
ધુએ ધરાતલ,
ત્રિકૂટ અચલ,—
કેરાં અહોરાત્ર!

રંગભર્યું વન્ય,
ત્રિકૂટ અરણ્ય,
સભર સુરમ્ય,
સોહે શો ઉદ્યાન!

પંખીઓનાં ગીત,
ભર્યાં ભર્યાં પ્રીત,
રેલાવે સંગીત,
સર્વ મનોહારી.

રસે ભર્યાં ફળ,
રૂપે રસ્યાં ફૂલ,
વેરે પરિમલ,
મહેકી ઊઠે વન.

ત્રિકૂટ ઉછંગે,
નાચે રંગરંગે,
ઝરણાં ઉમંગે,
શોભા શી અપાર !

સ્ફટિક નિર્મળ,
સુધા-મધુ જળ,
સોહે સરોવર,
પંપા સમું ભવ્ય !

સરોવર ખોળે,
પ્રેમને હીંડોળે,
ઝૂલે રંગે ઝૂલે,
રૂડા રાજહંસ !

જલજ રૂપાળાં,
અહો ! વિકસેલાં,
પ્રભુ-પ્રેમ-ઘેલાં,
ઋષિનાં હૃદય !

વાયુ મીઠા વાય,
આનંદ ન માય,
ત્રિકૂટે સહાય,
રાજે ઋતુરાજ !

દેવાંગના રાસે,
લસે મસ્ત હાસે,
કિન્નર ઉલ્લાસે,
    કરે દિવ્ય ગાન !
અહો ક્રીડાભૂમિ,
દેવોની સલૂણી,
ભલી તપોભૂમિ,
    મહાતાપસોની !

* * *

ગન્ધ ગજરાજ,
માતંગી સમાજ,
સંગે રંગરાગ,
    માણે શો ગૃહસ્થી !
સદા મદ ઝરે :
" કોણ લૈ શકે રે,
ત્રિકૂટ કાન્તારે,
    બંદા કેરું નામ !
" મહાબળિયો હું,
સર્વોપરી રે હું,
સર્વત્ર કરું હું,
    સ્વચ્છન્દ વિહાર ! "

મદભરી ચાલે,
વને વન મહાલે,
ધરણી ધ્રુજાવે,
      હાથિણીઓ સંગ.
પંખી જાત જાત,
પશુ અસંખ્યાત,
ગજને સાક્ષાત,
      કાળરૂપ જુએ.
ત્રિકૂટ પ્રદેશે,
સરોવર વિષે,
ગ્રાહ મસ્તરૂપે,
      ઘૂમે અનિરુદ્ધ !

*　　　*　　　*

પૂર્વની સગાઈ,
ભૂલ્યા બન્ને ભાઈ,
ભૂલ્યા એક નાહીં,
      પૂર્વનો વિદ્વેષ !
સીંદરી તો બળે,
તજે નહીં તોયે,
જાગ્યો એક વેળે,
      તંતુ કેરો વળ !

હિંસા કેરું વિષ,
શમે નહીં લેશ,
હિંસાથી વિશેષ,
    ભભૂકી જ ઊઠે!
હિંસા તે મરણ,
અહિંસા જીવન,
સત્ય આ વચન,
    સર્વધર્મ સાર!

*    *    *

ગ્રાહ જળમાંહે,
ગજ વનમાંહે,
વસે તે છતાંયે,
    વાધે વેરભાવ!
મગરને મન,
ઇચ્છા આ મહાન;
"કરું હું ભોજન,
    ગજપતિ કેરું."
અને ગજરાજ,
જાણે ગિરિરાજ,
ગ્રાહ થકી રોજ,
    અંતરમાં ડરે!

છતાં એ માતંગ,
મસ્તી અંગે અંગ,
ઉપાસે અનંગ,
સદા સર્વકાળ.

વિલાસનો છેક,
થયો અતિરેક,
ચઢ્યો એને કેફ,
સાનભાન ભૂલ્યો !

શત્રુ કેરું સ્થળ,
વળી એનું બળ,
ભૂલ્યો એ સકળ,
વિલાસી માતંગ.

વિલાસ સંગિની,
મસ્ત માતંગિની,
પ્રેમ રસ–ભીની,
સંગે હા સહસ્ર.

એવે એક વાર,
કરવા વિહાર,
જળની મોઝાર,
ઝુકાવે ગજેન્દ્ર.

મદભર્યું અંગ,
માતંગીનો સંગ,
શોધતો માતંગ,
    ધસી ગયો દૂર.

અહાહા ઉજાણી,
ભારે મનમાની,
ગ્રાહને થવાની,
    ભાગ્યચક્ર ફર્યું !

ભાવતું જે હતું,
વૈદે તે જ કહ્યું,
એના જેવું થયું,
    પાસા હા પોબાર !

ગ્રાહ મન માંહ્ય,
હર્ષે ઊભરાય,
ફૂલી ફૂલી થાય,
    ફાળકા સમાન.

ગ્રાહ ગ્રસે પગ,
ગજનો ચડપ,
જૂની શત્રુવટ,
    ભભૂકે પ્રબળ.

પંકજનું વન,
ગ્રાહનું ભવન,
અતીવ ગહન,
 ભય ભરપૂર.

હૈયે પડે ફાળ,
ગજને કરાળ,
આવી પહોંચ્યો કાળ,
 સોયે વર્ષ પૂરાં!

બલિષ્ઠ અપાર,
ગજ એક વાર,
કરીને ચિત્કાર,
 મથે મુક્તિ કાજ.

ગજ મહા ભડ,
તોયે એ પકડ–
ગ્રાહની સજડ
 જાણે કાળચૂડ.

ભીષણ એ ચૂડ,
ઓ રે ગ્રાહ–દાઢ,
ના–ના મૃત્યુ–દાઢ,
 ગજ કેમ છૂટે?

છૂટી ના શકાય,
ગ્રાહ તાણી જાય,
ઊંડા જળ માંહ્ય,
　　કોણ રે ઉગારે?

ચીસાચીસ પાડે,
હતાશ એ ત્રાડે,
સૂંઢ કંઈ પછાડે,
　　ગ્રાહાધીન ગજ.

હાથણીઓ અરે!
હૈયાફાટ સ્વરે,
ક્રંદન શું કરે,
　　તથાપિ લાચાર!

મહા સરોવર,
ગ્રહનું એ ઘર,
ગજનું ત્યાં જોર,
　　લગીરે ન ચાલે!

જળ વિના જેમ,
મત્સ્ય હોય તેમ,
જળ વિષે એમ,
　　ગજ તરફડે!

અજવાળે જેમ,
ઘુવડને તેમ,
ગજનેય એમ,
જળે અંધકાર!

ગજ–ગ્રાહ ઘોર,
વેર ઝેર ઘોર,
યુદ્ધ ઘનઘોર,
જીવ સટોસટ.

ગ્રાહ નીર બાજુ,
ગજ તીર બાજુ,
પ્રભુ કઈ બાજુ–
તાણે–રામ જાણે!

ગજગ્રાહ આવો,
જામે એક ધારો,
વર્ષો પહોંચનારો,
પૂરાં હો સહસ્ર!

ગજ ધીરે ધીરે,
ડૂબે ઊંડે નીરે,
શિથિલ શરીરે,
આશાભંગ થાય.

ગ્રાહ ધીરે ધીરે,
ઊડે ઊડે નીરે,
કાયા ગજની રે,
ખેંચે રે અદીઠ!

પંકજ વને રે,
પંકે ગહને રે,
ખિન્ન વદને રે,
ગજ ખૂંપી જાય!

વર્ષોની વાસના,
ફળી રે ઝંખના,
નસીબ ગ્રાહનાં,
જાણે ખૂલી ગયાં!

ગ્રાહ રાજી રાજી,
જીતે યુદ્ધ બાજી,
હવે નહીં ભાજી,
ગજ કેરી પાકે!

જાળ વિષે જેમ,
પંખી ફસે તેમ,
ગ્રાહ-મુખે એમ,
ગજની દશા રે!

ગજરાજ દુઃખી,
માતંગીઓ દુઃખી,
જાણે પડ્યો તુટી,
દુઃખ–હિમાલય !

ગજને રિબાતો,
ડૂબી ડૂબી જાતો,
મૃત્યુએ ઘેરાતો,
માતંગીઓ દેખે.

જીવનની જ્યોતિ,
ગજની બુઝાતી,
ગજ સંગીનિથી,
દેખી ના દેખાય !

હૈયું વલોવાય :
" આકાશ પાતાળ,-
કરી એક આજ-
બચાવીએ સ્વામી !

"કિન્તુ કાળ–પાશ,
છૂટ્યાની શી આશ,"
એવા એ નિઃશ્વાસ,
ઊના ઊના મૂકે !

હતો એક રાજા,
હતી સંગે રાણી,
કરુણ કહાણી,
 શેષ એવી રહેશે ?

જીવનનો પહેલો,
ને શું છેક છેલ્લો,
કારુણ્ય ભરેલો,
 આવો અનુભવ ?

ગજ પોતે ડૂબે,
આશા એની ડૂબે,
સર્વસ્વ હા ડૂબે,
 કોણ હવે તારે ?

મન ક્ષીણ થાય,
શક્તિ સરી જાય,
તેજ ઓલવાય,
 હેઠાં પડ્યાં ગાત્ર !

અરે ગજરાજ,
સ્વજન સમાજ,
અને સુખ સાજ,
 તારાં હવે ક્યાં રે ?

ગજનો મૂંઝારો,
પ્રાણ રૂંધનારો,
ક્યાંયે નહીં આરો,
    મુક્તિનો દેખાય!

અણીની ઘડીએ,
નિબિડ તિમિરે,
પ્રગટે હૃદયે,
    જ્ઞાનનો પ્રદીપ!

ત્રિકૂટ છે તે જ,
અરણ્ય યે તે જ,
સરોવરે તે જ;
    તોયે થયું જુદું!

માતંગીઓ તે જ,
પોતે પણ તે જ,
સર્વ તેનું તે જ,
    તોયે દીસે ન્યારું!

વૃક્ષવેલી તે જ,
ફળ ફૂલ તે જ,
પશુ પંખી તે જ,
    તોયે ભિન્ન રૂપ!

ગજને પોતાની,
વીતેલી જુવાની,
મસ્તાની દીવાની,
હવે યાદ આવે!

રંગ રાગ ક્રીડા,
હૈયાસૂની લીલા,
પામ્યાં જેથી પીડા,
ભલાં જીવ જન્તુ!

પશ્ચાત્તાપ કરે,
અશ્રુ આંખ ઝરે,
"અરે રામ અરે,
હું કેવો હત્યારો!"

મૃત્યુને ઓવારે,
જ્ઞાન ચક્ષુ જ્યારે,
ખૂલી ગયાં ત્યારે,
સૂઝે સત્યરૂપ!

અહં—મમ ગયું,
અને ઊગી આવ્યું:
'હવે એક રહ્યું-
હરિનું શરણુ!"

વેદ ને પુરાણ,
શાસ્ત્રથી અજાણ,
જ્ઞાન વા વિજ્ઞાન,
વિષે ગજ શૂન્ય!
તથાપિ સત્ત્વજ,
હોઈ ગજરાજ,
અંતરમાં આજ,
રામધૂન જાગે!
સ્પૃહા શમી જાય,
શૂન્યવત થાય,
નવ જન્મ થાય,
કવિ શો વાલ્મીકિ!
હૃદયમાં રામ,
મુખમાંયે રામ,
રૂંવે રૂંવે રામ,
સ્તુતિ ગજ ગાય.
અશ્રુભરી આંખે,
ગદ્ગદિત સાદે,
પૂર્ણ ભક્તિ ભાવે,
માગે મુક્તિદાન!

* * *

“ધાઓ નાથ ધાઓ,
અસૂરા ન થાઓ,
અંતકાળે આવો,
　　ગરૂડે ચડીને.

“મૃત્યુની સવારી,
આવી નાથ આવી,
તાત! લો બચાવી,
　　મૃત્યુંજય ઈશ!

“ડૂબવાની વાર,
હવે ન લગાર,
નિમિષની વાર,
　　ચાલે ન વિઠ્ઠલ!

“રે મારી હજાર,
ત્રુટિઓનો પાર,
બે અને બે ચાર,
　　જેવો સ્પષ્ટ પામું!

“ભાઈ જેવો ભાઈ,
સોનાની સગાઈ,
ધૂળમાં રોળાઈ,
　　મારું એ કલંક!

" હાથે કરી બાંધ્યું,
વેર; ઝેર વાધ્યું,
એથી મેં શું સાધ્યું ?
પ્રેમ ધર્મ દ્રોહ !

" આજે અજવાળું,
હૃદયમાં ભાળું,
સર્વત્ર નિહાળું,
પ્રભુ પ્રેમરાજ !

" જીવનો જે દ્રોહ,
તે જ શિવદ્રોહ,
નષ્ટ થતાં મોહ,
સત્ય ઝાંખી કરું !

" જળે અને સ્થળે,
અણુએ અણુએ,
વૈકુંઠ વસ્યું રે,
સ્મૃતિ આજે લાધી !

" દયામય નાથ,
બાજી તવ હાથ,
કર તું સનાથ,
નમ્ર દાસ તારો !

"સત્ય તું હે દેવ,
શિવ તું હે દેવ,
સુન્દર હે દેવ,
    નમો રે નમો હે!

"નિર્બલનું બલ,
નિર્ધનનું ધન,
નાથ નિરંજન,
    નમો રે નમો હે!

"જય દીનાનાથ,
માત અને તાત,
સખા અને ભ્રાત,
    નમો રે નમો હે!

"જય મહાકાલ,
પ્રભુ લોકપાલ,
પરમ દયાળ,
    નમો રે નમો હે!

"અચ્યુત અનન્ત,
જય ભગવન્ત,
મહા દીપ્તિમન્ત,
    નમો રે નમો હે!

"ક્ષુધા એક તારી,
તૃષા એક તારી,
આશા એક તારી,
નમો રે નમો હે!

"વિરમ્યું મારું હું,
હવે તો મારે તું,
સર્વસ્વ તુંહી તું,
નમો રે નમો હે!

"ધ્યાન જ્ઞાન તુંહી,
જપ તપ તુંહી,
પ્રાણ મન તુંહી,
નમો રે નમો હે!

"પારસ–મણિ તું,
લોહ–ખંડ રે હું,
કાંચન થવા હું,
ચાહું સ્પર્શ તારો!

"અલ્પ જીવ રે હું,
મહા શિવ હે તું,
જીવ મટીને હું,
ચાહું શિવ થાવા!

" રિદ્ધિ નહીં ચાહું,
સિદ્ધિ નહીં ચાહું,
એક માત્ર ચાહું,
　　　અમીદૃષ્ટિ તારી!

" હું તો જ્ઞાનહીન,
સુકર્મ વિહીન,
દીન અતિ દીન,
　　　મારે એક તુંહી!

" ઊણો ને અધૂરો,
અભિમાને પૂરો,
તોયે હું તમારો,
　　　બાંય ગ્રહો નાથ!

" મહ અંધકારે,
યૌવનના જોરે,
કેવાં પાપ ઓરે!
　　　થયાં મારે હાથે!

" આંખોનાં અંધારાં,
અંતરનાં જાળાં,
દૂર કરો કાળાં,
　　　પતિત–પાવન!

"શલ્યા જેવું મન,
અહલ્યા સમાન,
રઘુપતિ રામ,
કરો ધન્ય મારું!

"બંધ મુક્ત કરો,
શુદ્ધ સ્વચ્છ કરો,
ભક્તિ વડે ભરો,
પ્રભુ મારું ચિત્ત!

"ટેર સુણો મારી,
વ્હારે ધાઓ હરિ,
નિવારો મુરારિ,
ભીડ મારી પ્રભો!

"ઓ હે! પુણ્યનામ,
સંત સુખ ધામ,
અસુરારિ રામ,
નમો રે નમો હે!

"અલિપ્ત હે દેવ,
વિશ્વરૂપ દેવ,
હૃદયસ્થ દેવ,
નમો રે નમો હે!

" અહો તેજરૂપ,
શુદ્ધ સત્યરૂપ,
અમૃત સ્વરૂપ,
નમો રે નમો હે!

" અચિન્ત્ય અપાર,
પામ્યું કોણ પાર,
માની મુનિ હાર,
નેતિ નેતિ બોલે!

" અહલ્યાના રામ,
દ્રૌપદીના શ્યામ,
સર્વ સુખ ધામ,
નમો રે નમો હે!

" પ્રહ્લાદના વહાલા,
ધ્રુવના સ્નેહાળા,
ચાર ભુજાવાળા,
નમો રે નમો હે!

" તું જ છો શરણ્ય,
વળી તું વરેણ્ય,
એક તું અનન્ય,
નમો રે નમો હે!"

સ્તોત્રના પ્રભાવે,
આત્મશક્તિ જાગે,
શ્રદ્ધા ઊભરાયે,
ગજને હૃદયે.

મદ મોહ ગયા,
રાગ દ્વેષ ગયા,
શાન્ત સર્વ થયા,
ગજના વિકાર.

દુઃખ હવે ક્યાં છે?
ચિન્તા હવે ક્યાં છે?
વર્ષી રહ્યો જ્યાં છે,
હરિ કૃપા મેઘ!

જલ થકી જેમ,
પદ્મપત્ર તેમ,
અનાસક્ત એમ,
હરિનાં લોચન.

અનાસકત એવાં,
સ્નેહથી ભીંજેલાં,
ભક્તોએ પ્રીછેલાં,
મંગલ નયન.

*　　*　　*

ફૂસ્યો ગ્રાહચૂડ,
ડૂબ્યો માથાબૂડ,
હવે એક સૂંઢ,
	શ્વાસ લેવા રહી !

સૂંઢ વતી એણે,
ભક્તિનમ્ર મને,
પ્રભુને કારણે,
	અર્પ્યું એક પદ્મ.

પંકે જન્મ તોયે,
જલે વાસ તોયે,
પંકજ સદાયે,
	અલિપ્ત પ્રસન્ન.

ભલે જળે રહેવું,
અનાસક્ત કેવું,
પદ્મ, પદ્મ જેવું,
	ઉપમા ન અન્ય

દીપ્ત અંશુમાન–
કેરું ધરે ધ્યાન,
નિત્ય અભિરામ,
	અમલ કમળ.

પદ્મવૃત્તિ વડે,
પ્રભુપાદ પદ્મે,
અર્પે એક મને,
  પદ્મ ગજરાજ.

વાળે હા અવધિ !
પદ્મમાત્ર નહીં,
પ્રાણ પદ્મ સહી,
  જાણે અર્પી રહ્યો !

પાપ થયું શૂન્ય,
રહ્યું શુદ્ધ પુણ્ય,
એવો ગજ ધન્ય,
  ભજે ભકતસખા !

ખીલી સોળે કળા,
આત્માની મંગલા,
થઈ રે સફલા,
  ગજ કેરી ભક્તિ.

ભકતનો પોકાર,
પહોંચ્યો પ્રભુદ્વાર,
વિશ્વના આધાર,
  દોડી વહારે ધાયા.

શિશુના પોકારે,
ખમ્મા કહેતી આવે,
માતા પળ માંહે,
    તેમ પ્રભુ ધાયા.

ગજનું હૃદય,
દેખી આત્મમય,
પ્રભુજી સદય,
    આવી ઊભા રહ્યા !

*    *    *

એવે બીજી મેર,
માણે લીલા લહેર,
ગ્રાહ વેર-ઝેર-
    તૃપ્તિ અનુભવે.

જળે ગ્રાહ કેવો ?
વનરાજ જેવો,
વને એક તેવો,
    એક ને અજેય.

મહાવીર ગજ,
તેનો અહીં ગજ,
વાગ્યો નહીં રજ,
    ગ્રાહ ચક્રવર્તી !

જાણે મહામલ્લ,
જગદેક મલ્લ,
ગ્રાહ તો પ્રફુલ્લ,
વિજયાભિમાને.

વિજયનો મીણો,
ચડે ધીમો ધીમો,
સ્થૂલ સ્વશક્તિનો,
ગર્વ ગ્રાહ કરે.

વિજયની ક્ષણે,
મહોત્સવ ટાણે,
જાણે રામબાણે,
બાજી ઉથલાવી.

અને ગ્રાહ વીર,
ખોઈ સર્વ હીર,
જીર્ણ શીર્ણ ચીર,
જેમ હા ખેંચાયો !

ઈશ્વરી શક્તિએ,
ગજની ભક્તિએ,
ગ્રાહની શક્તિ રે
સર્વ હરી લીધી !

નિરભ્ર અંબર,-
વિષે ચારે કોર,
ઘટા ઘનઘોર,
　　જામે તેવું થયું!

કે શું ધરાતલે,
અણુધારી પળે,
સર્વ ખળભળે,
　　એવો આ ભૂકંપ?

વાયુ વહી જાય,
નાવ નીર માંહ્ય,
તેમ વહી જાય,
　　ગ્રાહને અદૃષ્ટ!

વિપળની માંહી,
આંધી આ શી આવી?
વિજયની ચાવી,
　　જાણે ઝૂંટી લીધી!

"આ શો ચમત્કાર?"
એક જ ઉદ્‌ગાર,
સહેજે આ વાર,
　　ગ્રાહ મુખે આવે!

સરોવર બહાર,
અરે રે! લાચાર,
ખેંચાયો ઘરાર,
　　　આહ સ્તબ્ધચિત્ત!

અને પળ માંહ્ય,
તિમિર-વિલય,
સત્યનો ઉદય,
　　　અંતરમાં થાય.

"કેવી અસામાન્ય,
શક્તિ મહાધન્ય,
લીલાએ હા શૂન્ય,
　　　શકિત મારી કીધી!

"શી મારી મહત્તા,
તુચ્છ વળી સત્તા,
દૈવી મહાસત્તા-
　　　અગમ્ય આ સામે!

"ક્ષુદ્ર મારું બળ,
માન્યું મેં અતુલ,
પહાડ જેવી ભૂલ,
　　　કરી ભીંત ભૂલ્યો!

" આંખો રે મીંચીને,
ગર્વમાં છકીને,
હરિને ભૂલીને,
ખોયું આત્મતત્ત્વ!

" કેવો મદમાતો,
ફૂલ્યો ન સમાતો,
મટ્યો એ અંધાપો,
ભાંગી હા જંજાળ!"

આવા સુવિચાર,
આવતાંની વાર,
ગર્વ દુર્વિકાર,
પામ્યો અવસાન!

વિદ્વેષ–વિકૃતિ,
હૃદયમાં હતી,
તેય હવે મટી,
હરિની કૃપાએ.

મોહ બળવાન,
જેથી ભૂલ્યો ભાન,
નામ કે નિશાન,
તેનું હવે નહીં.

સ્વારથનું ઘેરું,
વાદળું વેરાયું,
અને ઊભરાયું,
પશ્ચાત્તાપ પૂર.

પશ્ચાત્તાપે કરી,
શુદ્ધ સ્નેહભરી,
દૃષ્ટિએ શ્રી હરિ,
પડે પ્રાણસખા !

આશ્ચર્ય વિલીન,
ભરીને નયન,
પ્રભુ દરશન,
કરી ધન્ય બને.

હરિ દરશન,
હરિનું શરણ,
પામીને જીવન,
કોનું એળે ગયું ?

સ્વાતિ કેરી છીપે,
કૃપામેઘ સીંચે,
પ્રભુ પૂરી પ્રીતે,
આહ ધન્ય ધન્ય !

અને અવિલમ્બે,
સ્ફુરે ગ્રાહમને,
પૂર્વ ભવ; અને,
ભવસિન્ધુ તરે!

* * *

ગજને ઉદ્ધાર્યો,
ગ્રાહનેયે તાર્યો,
હરિએ નિવાર્યો,
ગજગ્રાહ ઘોર!

બેઉને સંગાથે,
પાવન સ્વહાથે,
આણ્યા જગન્નાથે,
દ્વેષપંક બહાર!

પૃથ્વી પટ પરે,
ના, ના, નટવરે,
પ્રેમપટ પરે,
સ્થાપ્યા બન્ને ભાઈ!

પ્રેમ પ્રભુતાઈ,
દ્વેષ લઘુતાઈ,
દીપ શી દેખાઈ,
　　જાણે નવો જન્મ!

અને ભક્તિ શુદ્ધ,
જ્ઞાનથી પ્રબુદ્ધ,
જાણે મુનિસિદ્ધ,
　　બન્યા ગજ ગ્રાહ!

શમી ગયું વેર,
નષ્ટ થયું ઝેર,
રહી એક લહેર,
　　પ્રેમજ્યોતિ કેરી!

પવિત્ર હૃદય,
વિષે તે સમય,
પ્રેમનો ઉદય,
　　સોહે અલૌકિક!

ગજ અને ગ્રાહ,
હતા તેવા ભ્રાત,
બન્યા હા સાક્ષાત,
રામ ને લક્ષ્મણ!

*　　*　　*

શત્રુ કોણ કોનો?
એક શું બીજાનો?
આત્મા શું આત્માનો?
નિશ્ચે મહા ભ્રમ!

ભૂંડો ભૂખ જેવો,
વિચાર આ ઘેલો,
દાનવો ને દેવો,
ઇશ્વરનાં બાળ!

શરીર અનેક,
આત્મતત્ત્વ એક,
શાખાઓ અનેક,
તરુ વિષે જેમ.

ભલે કુંભકાર,
ઉતારે આકાર,
જૂજવા હજાર,
માટીની જ લીલા!

ઊંચ નહીં કોઈ,
નીચ નહીં કોઈ,
શિશુ સર્વ કોઈ,
એક જ પ્રભુનાં.

બન્યા ભાઈ ભાઈ,
પ્રેમથી બંધાઈ,
ધન્ય એ સગાઈ,
ઘેરેઘેર હજો !

જન્મની જુદાઈ,
આજે વીસરાઈ,
પ્રેમ પ્રભુતાઈ,
હૃદયમાં રાજે !

*   *   *

પ્રભુ કલ્પતરુ,
એક ને અનેરું,
વિશ્વ વ્યાપનારું,
સદા એનો જય !

ધર્મ એનું મૂળ,
સુદૃઢ નિગૂઢ,
કોઈ સત્યશૂર,
એનું ફળ ચાખે !

આત્મજ્ઞાન રૂડું,
થડ છે પુરાણું,
પ્રાણ પૂરનારું,
    જીવન–સંગીત !

શાખા કાળજૂની,
પુરાણ રૂપિણી,
રહી લૂમી ઝૂમી,
    સુખદ શીતળ !

અને સ્વાર્થત્યાગ,
પુષ્પ સુપરાગ,
કરે વીતરાગ,
    અખિલ જીવન.

કલ્પ તરુવર,
જેનું મિષ્ટ ફળ,
'સ્વાતંત્ર્ય' સભર,
    જીવન–અમૃત !

ઘેરું ને ગંભીરું,
દિવ્ય કલ્પતરુ,
સત્ય મહામૂલું,
    નિશ્ચે એનો જય !

* * *

વહે વ્યાસ વાણી,
અનુભવે શાણી :
“ મહામુક્તિ કહાણી,
　　સુણે જે સુધીર;

“ ગજગ્રાહ કેરી,
ભાઈ ભાઈ કેરી,
ભક્તિએ રસેલી,
　　સેવે ભાવ ધારી.

“ એવો જે શ્રેયાર્થી,
વીર પુરુષાર્થી,
તેની ચિત્તવૃત્તિ,
　　પ્રભુ સ્થિર કરે !

“ વૈર વૃત્તિ શમે,
મત્સર વિરમે,
હૃદય – ભવને,
　　ચેતે પ્રેમદીપ ! ”

વ્યાસ ભગવાન,
સદા સત્યકામ,
વચન પ્રમાણ,
　　ઉચ્ચારે અમોઘ !

"ભક્તોને ઉદ્ધારે,
ભૂલ્યાનેયે તારે,
પ્રેમના પ્રભાવે,
પ્રભુ દયાસિન્ધુ !
"સાધુ એક રીતે,
પાપી અન્ય રીતે,
પૂજે ભિન્ન રીતે,
પ્રભુપાદપદ્મ !"

* * *

દેવો જેને વન્દે,
દાનવોયે વન્દે,
નમું હું આનન્દે,
સનાતન ઈશ !
દેશ દેશ માંહ્ય,
પ્રજા પ્રજા માંહ્ય,
વર્ગ વર્ગ માંહ્ય,
ગજ–ગ્રાહ ચાલે !
કુટુંબે કુટુંબે,
માનવે માનવે,
હૃદયે હૃદયે,
ગજ-ગ્રાહ વર્તે !

એક જો ગુમાને,
અન્ય અભિમાને,
મિથ્યા તાણાતાણે,
આત્મહત્યા કરે !

સ્વારથનો નહીં,
મદનોયે નહીં,
શિવનો જ સહી,
વિજય અચૂક !

કૌરવોનો નહીં,
પાંડવોનો નહીં,
કૃષ્ણનો જ સહી,
સદાયે વિજય !

ગજનોયે નહીં,
ગ્રાહનોયે નહીં,
પ્રેમનો જ સહી,
જય જયકાર !